# ખરાબ કરવાની કળા

કળા એટલે શું? મેં આ શબ્દનો અર્થ જાણવા ખુબ જ અદયયન કર્યું. શબ્દકોષના પાનાં ફેરવ્યા. ત્યારે ખબર પડી કે 'કળા' શબ્દની વ્યાખ્યા કરવી અઘરી છે. કારણકે તે શબ્દનો અર્થ ખુબ જ વ્યાપક છે અને સતત વિકસતો રહે છે. પણ કદાચ એમ કહી શકાય કે કળા એ માનવનું સર્જનાત્મક કૌશલ્ય છે. કલ્પનાની અભિવ્યક્તિ છે. એમાં વિચારપ્રેરક કાર્યોની રચના સામેલ હોય છે. આમ કળા એ સર્જનની પ્રક્રિયા અને પરિણામી કાર્ય બંને છે, જેમાં સંસ્કૃતિના અને સંસ્કારના દર્શન પણ થાય છે! કળા  વ્યક્તિલક્ષી છે, અને તે વ્યક્તિગત રુચિ, સાંસ્કૃતિક પૃષ્ઠભૂમિ અને વ્યક્તિગત અર્થગઠન પર આધાર રાખે છે.

આટલી કંટાળાજનક વ્યાખ્યા કર્યા પછી વિષયમાં પ્રવેશ કરવામાં આવે તો તમને આનંદ થાય કે આજે તમે કોઈ એક ખાસ કળા વિષે જાણવા જઈ રહ્યા છો, જે તમને પણ હસ્તગત છે! ક્યારેક આપણને આપણામાં રહેલી કળાઓ વિષે જાત-માહિતી હોતી નથી, એ અલગ વાત છે.

તો આજે જાણીએ લોકો જાણતા કે અજાણતા ખરાબ કરવાની કળામાં કેવા માહિર છે. અને આવા કલાકારને તમારે સલામ જ ભરવી જોઈએ!

સરકારે નવી નકોર હાઇ-સ્પીડ ટ્રેન ચાલુ કરી, ઉચ્ચ વર્ગમાં મુસાફરી કરવાનું નક્કી કરી ટિકિટ બુક કરાવી, અને ટ્રેનમાં પ્રવેશ મેળવ્યો. ચારેક કલાકની યાત્રા હોય તો કુદરતી કોલને થોડો રોકી શકાય? કુદરતી આફત અને કુદરતી કોલ ગમે ત્યારે આવે! અને આથી ટોઇલેટમાં પ્રવેશ મેળવ્યો. ગંદકીથી ગંધાતું હતું, પણ છૂટકો ના હતો. ક્રિયા પુરી કરવા આસન જમાવ્યું. અને દુર્ગંધને નાકમાં જતી રોકવા નાકે રૂમાલનો ડૂચો લગાડ્યો અને આજુબાજુ જોવા

લાગ્યો. જાત જાતના સંદેશાઓ લખેલા હતા. કોઈ પ્રેમીએ પ્રેમમાં ઘાયલ થઇ શાયરી લખી હતી, કોઈએ શબ્દકોષ બહારના શબ્દો લખ્યા હતા, જેને લોકો ગાળો કહે છે! કોઈએ સુંદર સ્કેચ દોરી ભગવાને સ્ત્રી-પુરુષનું સર્જન કેમ કર્યું છે એ શબ્દો લખ્યા વગર જણાવ્યું હતું. કદાચ એ સર્જક કામશાસ્ત્રનો પ્રોફેસર હશે! અને કોઈએ પોતાની દુશ્મનીનો હિસાબ પતાવવા લખ્યું હતું કે, “મને આપેલ નંબર પર ફોન કરો, અને હું તમને શય્યા-સુખ આપીશ”. આમ, થોડા દિવસ પહેલા જ શરુ થયેલી આ ટ્રેનના ટોયલેટની દીવાલો પર અક્ષર, ચિત્રકામ અને શબ્દ-સંખ્યાના સમૂહથી શણગારવામાં આવી હતી. વિવિધ કલાકારોએ કામ કર્યું હતી અને પોત-પોતાની કલ્પનાઓને તરતી મૂકી હતી. એ કળાને નિરખવામાં નાક પરના રૂમાલનો ડૂચો નીચે જમા થયેલ ગંદા પાણીમાં પડી ગયો અને આમ થોડી ગંદકીમાં વધારો થયો! પાણીની પિચકારીની દિશા કોઈએ બદલી નાંખી હતી, જેની ખબર મને ત્યારે પડી જયારે ધારેલી જગ્યાએ પાણીની ધારનો અભિષેક ના થયો! પછી, ધારની દિશામાં શરીર ગોઠવી ચોખ્ખું કર્યું, પણ સાથે પાણીથી પેન્ટ એવી જગ્યાએ ભીંજાયું કે શરમ લાગે. પણ, સાહેબ, જ્ઞાન મેળવતી વખતે જે એકાગ્રતા આવી હતી, એ તો જીવનમાં ક્યારેક જ આવે.

બહાર નીકળી, મનમાં પેલો નંબર રમતો હતો. મને થયું કે બિચારા બહેનને જાણ કરી દઉં કે તમારા વેરીએ તમારો નંબર આમ જાહેરમાં મુક્યો છે. આમ પણ આપણે સ્ત્રીદાક્ષિણ્યનું વલણ રાખીએ. મોબાઈલ પર નંબર લગાડ્યો, સામેથી ગંદી ગાળોનો વરસાદ શરુ થયો. “તારી માં-બેન નથી?” આવો સવાલ થયો. હું જવાબ આપું એ પહેલા મારો ફોન કાપી નાંખ્યો. કેવો જમાનો છે?

બહાર આવી મારી સીટ તરફ પ્રયાણ કર્યું. સહમુસાફરે નાસ્તા-પાણી કરી મારી સીટ પર કચરો નાંખ્યો હતો!

ગંતવ્ય સ્થાન આવી ગયું, બહાર નીકળ્યો. સ્વચ્છ ભારતની જાહેરાત જોતો અને નીચે કચરાનો ઢગલો જોતો.

રીક્ષા નક્કી કરી. રિક્ષાવાળો ખુબ જ ઉતાવળમાં. ગતિ તો અવકાશ યાન જેવી! સામેથી નવી નક્કોર કાર આવતી હતી, કાર ધીમી પડી, પણ અમારી રીક્ષાનો વેગ એમ જ રહ્યો અને પરિણામે નવી ગાડી સાથે અથડાઈ અમારી રીક્ષા આગળ વધી ગઈ. બિચારી પેલી ગાડીને મોટો લિસોટો પાડી આપ્યો. મેં ડ્રાયવરને કહ્યું કે ભાઈ પેલી ગાડીને નુકસાન થયું છે, ઉભો તો રહે. તો ડ્રાયવરે મને જ્ઞાન આપ્યું કે નવી ગાડી લઈને શહેરમાં થોડું નીકળાય? એની ગાડીને આજે શુકન થઇ ગયા!

આમ મને અનુભવ થયો કે લોકો સુંદર જગ્યાને પણ જાતજાતના અને ભાતભાતના લખાણ કે ચિત્રો દ્વારા વધુ માહિતીસભર બનાવે છે, અને ટોયલેટ જેવી એકાંત જગ્યામાં પણ લાયબ્રેરીની જેમ જ્ઞાનની ગંગા વહાવે છે.

હા, પણ તમે આમાંથી ખરાબ કરવાની કળા જાણી હોય તો એ કળાથી દૂર રહેજો.

- જયેશ નીલમ શાહ